# જ઼રથુશ્ત્ર વાણી

# Zarathushtrian Hymns

૧૯૧૯

# જરથુશ્ત્ર વાણી

# ZARATHUSHTRIAN HYMNS

૧૯૧૯



મુંબઈ:

આ પુસ્તક ફોર્ટ પ્રિન્ટીંગ પ્રેસ, નં૦ ૧, પારસી બજાર સ્ટ્રીટ કોટમાં, હોશંગ તેહમુરસ અંકલેસરીઆ છાપી, એજ ઠેકાણે પ્રગટ કર્યું છે.

અર્પણ

પૂજ્ય ગુરૂ જરથુસ્ત્ર

ને

અતિ ઘણાં માન અને નમ્રતા

સાથ

દી૦ સો૦ પા૦

# ખુલાસો

આપણા મહાન પેગાંમબર અશો જરથુશ્ત્રના ગાથાવાણીના પવિત્ર કલામો ઘણુાજ અજમતી છે. આપણને પસંદ પડતા એકુ બે ફકરાઓ તેમાંથી ચુંટી કાઢી મોઢે રાખી અવાર નવાર બની શકે તેમ, અને ખાસ કરીને કુસ્તી પાદીયાબ કીધા પછી, ખરાં જીગર અને ભકિતભાવથી ભણવાનું ચાલુ રાખીએ અને તેપર મનન કરીએ તો આપણો આત્મિક વધારો નકકીજ થાય છે. એની સાથે આપણા મહાન પેગામબરની યાદ એ રીતે ચાલુ રહેવાથી આપણે તેવણ અશો સાહેબની વધુ નજદીક થતાં જઇએ છિયે અને તેવણના બુલંદ આશિર્વાદો મેળવીએ છિયે.

મારા હમદીન ભાઇઓ-બ્હેનો આવી રીતે ગાથાવાણીના ફકરાઓ ભણતાં અને તે પર મનન કરતાં રહે અને તેના ફાયદાઓ

ઉપર જણાવ્યા મુજબ મેળવતાં રહે એવાં જીગરના હેતુથી મારા એક ભલા બીનસ્વાર્થી અવસ્તાના ખાસ અભ્યાસી મિત્ર (પુના) મારફતે આ નાની ચોપડી હમદીનોને મફત વહેંચવા બનાવી છે. એમાં ગાથાવાણીમાંથી ૩૩ ફકરાઓ ચુંટી કાઢી તેના અર્થ સાથે આપણા ધર્મના ૩૩ ફરેસ્તાઓની યાદમાં તેઓના નામો સાથ અનુક્રમે ગોઠવ્યા છે, અને ચોપડીના વધારામાં તેઓની સીફતનું બ્યાન કીધું છે. તેમજ હોરમજ્દ યશ્ત પ્રમાણે પરવરદેગારના ૨૦ નામો પણ તેના અર્થ સાથ આપ્યાં છે. આ સઘળું મારા ભલા મિત્રનેજ આભારી છે. બલકે આ ચોપડીની હસ્તીજ એવણ ભાઇને આભારી છે એમ કહેવામાં અતિશયોકિત નથી. તે માટે જીગરથી એવણ ભાઇનો આ તકે અહેશાન માનું છું અને ચાહું છું જે પરવરદેગાર અને અશો ગુરૂ જરથુશ્ત્ર તેનો લાયક બદલો એવણ ભાઇને આપે !

મારા કુલ હમદીનોને પિતાશ્રી ગુરુ જરથુશ્ત્રના બુલંદ આશિર્વાદો ચાલુ ને ચાલુ મળતા રહે અને તેવણ સાહેબની બરકતથી આપણો જગ-આશકાર ધર્મ સદા અને સદા સજીવન રહે એવી ખરા જીગરની દુવાઓ સાથ

કમીનો ખાકસાર,

દીનશાહ સોરાબ [illegible]

*C/o. H. Ruttonjee & Son*
*Hongkong.*

ખોરદાદ સાલ ૧૨૮૯

ઉસ્-ચોઇ ઉઝારેંશ્વા અહુરા આરમઇતી તેવીષીમ્ દસ્વા,
સ્પેનિશ્તા મઇન્યૂ મજદા, વંઘુહુયા જવો-આદ્દા,
અષા હજો એમવત્ વોહૂ મનંઘ્હા ફ્સેરતૂમ.
રફ્રેધ્રાઇ વોઉરૂચષાને દોઇંષી-મોઇ યા-વે અબિફ્રા
તા ક્ષથ્રહ્યા અહુરા યા વંઘ્હેઉશ્ અષિશ્ મનંઘ્હો;
ફ્રો સ્પેન્તા આરમઇતે અષા દએનાઓ ફ્રદક્ષયા.

**દાદાર અહુરમજ્દ**

એ સર્વથી વૃદ્ધિ પામેલા, અણુદીઠ અહુરમજ્દ ! તું મારી મદદે ઊઠ; મારી નમનતાઇના બદલામાં તું મને શકિત, મારી બંદગીની ભેઠના બદલામાં ભલાઇ, મારી અષોઇના બદલામાં હિંમત અને જોર અને મારા ભલા મનના બદલામાં મને ભલી સરદારી આપ.

ખુશાલી અને બહોળી હાંસલને ખાતર, એ પરવરદેગાર, શહેરેવર અને બહમનની બક્ષિસો જે જે મારે માટે ચોક્કસ છે તે તું મને બક્ષ. વૃદ્ધિ કરનારી નમનતાઇને લીધે અષોઇના બદલામાં મને દીનની સચ્ચાઇઓ દેખાડ.

## દાદાર અહુરમજ્દ

યે વાઓ મઝ્દા અહુરા પઇરી-જસાઇ વોહૂ મનંઘ્હા,
મઇબ્યો દાવોઇ અહ્વાઓ અસ્તવતસ્ચા હ્યત્ચા મનંઘ્હો
આયપ્તા અષાત્ હચા યાઇશ્ રપન્તો દઇદીત્ ખ્વાથ્રે.
યે ઉર્વાનેમ મેન્ ગઇરે વોહૂ દદે હથ્રા મનંઘ્હા,
અષીશ્ચા શ્યઓથનનાંમ વીદુશ્ મઝ્દાઓ અહુરહ્યા;
યવત્ ઇસાઇ તવાચા, અવત્ ખ્સાઇ અએષે અષહ્યા.

## બેહમન અમશાસ્પંદ

ઓ અહુરમજદ ! ભલા મનની મારફતે હું તારી આસપાસ પહોંચુ ! આ ફાની તેમજ પેલી મીનોઇ બન્ને દુનિયાના ફાયદા તું મને રાસ્તીના બદલામાં આપ કે તેનાથી ખુશાલી ભરેલું સુખ મળે !

મારા રવાનને ભલા મનની મારફતે ગરોથ્માન બહેશ્તને હું અર્પણ કરૂં અને અહુરમજદને હું અષોઇના કામથી જાણનાર થાઉં કે તેથી જયાં સુધી હું તાકાત ધરાવું ત્યાં સુધી લોકોને અષોઇની ખાહેશ માટે શીખવું.

**બેહમન અમશાસ્પંદ**

વોહૂ ગઇદી મનંઘ્હા દાઇદી અષા—દાઓ દરેગાયૂ;
એરેશ્વાઇશ્ તૂ ઉખ્ધાઇશ્ મજદા જરથુશ્ત્રાઈ અઓજોંઘ્વત્ રફેનો
અહ્માઇબ્યાચા અહુરા યા દઇબિશ્વતો દ્વએષાઓ તઉર્વયામા.
દાઇદી અષા તાંમ્ અષીમ્ વંઘહેઉશ્ આયપ્તા મનંઘ્હો;
દાઇદી તૂ આર્મઇતે વીશ્તાસ્પાઈ ઇષેમ્ મઇબ્યાચા;
દાઓસ્તૂ મજ્દા ક્ષયાચા યા વે માંથ્રા સ્રેવીમા રાદાઓ.

## અરદીબેહશ્ત અમશાસ્પંદ

ઓ પરવરદેગાર! ભલા મનનીજ મારફતે તું આવ અને અષોઇની બક્ષિસો અને લાંબી જીંદગી તું બક્ષ. સાચા શબ્દોના બદલામાં અશો જરથોસ્તને તેમજ અમારે માટે કૌવત આપી ખુશાલી તું દે, કે તેથી દુશ્મનનો દોર અમે તોડીએ.

ભલા મનના બદલાની બક્ષિસ અષોઇને ખાતર તું આપ. ઓ આમેંઇતિ! ગુસ્તાસ્પને તેમજ મનેબી તે મુરાદ બક્ષ. ઓ મહાજ્ઞાની પાદશાહ અહુરમજ્દ! તું અમને આ દે, કે તેથી તારા કિંમતી હુકમો અમો સાંભળિએ.

## અરદીબહેસ્ત અમશાસ્પંદ

યે આઇશ્ અષેમ્ નિપાઓંધ્હે મનસ્ચા વોહૂ યવએતાઇતે
ત્વેમ્ મઝ્દા અહુરા ફ્રા-મા શાષા થ્વહ્માત્ વઓચંઘ્હે
મન્યેઉશ્ હચા થ્વા એઓઆઓંધ્હા યાઇશ આ અંઘ્હુશ પોઉરુયો બવત્.
અશા યાસા નેમંઘ્હા ઉસ્તાનજસ્તો રફેધ્રહ્યા
મન્યેઉશ્ મઝ્દાઓ પોઉર્વીમ્ સ્પેન્તહ્યા અષા વીસ્પેંગ્ શ્યઓથના,
વંઘ્હેઉશ્ ખ્રતૂમ મનંઘ્હો યા ક્ષ્નેવીષા ગેઉશ્ચા ઉર્વાનેમ્.

**શોહરેવર અમશાસ્પંદ**

તારી આ બક્ષિસને લીધે અષોઇને અને ભલા મનને હું હમેશાં સાચવીશ. ઓ અહુરમઝ્દ! આ દુનિયા પહેલ વહેલી કેવી રીતે પેદા થઇ તે વિષે તારી તરફથી તું મને તારે મોઢે શીખવ, કે હું તે જાહેર કરૂં.

નમનતાઇને લીધે ઓ ખુદા! પહેલાં ભલા મનની અક્કલ અને તમામ અષોઈના કામો કરવાની શક્તિ હું ખુશાલીથી હાથ ઉંચા કરીને માગું છું, કે તેથી દુનિયાના આત્માને હું ખુશાલ રાખું.

## શેહરેવર અમશાસ્પંદ

યૂજેમ્ અએઇબ્યો અહુરા અઓગો દાતા અષા ક્ષથ્રેમ્ચા,
અવત્ વોહૂ મનંઘ્હા યા હુષેઇતીશ્ રામાંમ્ચા દાત્;
અજેમ્ચીત્ અહ્યા મજ઼્દા થ્વાંમ્ મેંઘ્હી પઓઉર્વીમ્ વએદેમ્.
કુદા અષેમ્ વોહુચા મનો ક્ષથ્રેમ્ચા અત્ મા મષા?
યૂજ઼ેમ્ મજ઼્દા ફ્રાક્ષ્નેને મજ઼્રેઈ મગાઇ આ પઇતી-જાનતા
અહૂરા નૂ-નાઓ અવરે; એહ્યા રાતોઇશ્ યૂષ્માવતાંમ્.

અસપંદારમદ અમશાસ્પંદ

ઓ અહુરમજદ ! તમે લોકોને કૌવત, અષોઈ, સત્તા, અને ભલુ મન આપો. તેથીજ સારી જીંદગી અને ખુશાલી પેદા થાય ! આ બધાંનો પહેલ વહેલો જાણનાર તરીકે મેં તનેજ ગણ્યો છે.

અષોઇ, ભલાં મનની શકિત અને સત્તા મને કયારે મળશે ? અમારા મહાભારત કામને માટે હવે વધારેમાં વધારે મદદની મેહરબાની કરો, કારણકે તમારી આ બક્ષિસોની અમને ઘણીજ જરૂર છે.

## અસપંદારમદ અમશાસ્પંદ

યાંમ્ દાઓ મઇન્યૂ આથ્રાચા અષાચા ચોઇશ્ રાનોઇબ્યા ક્ષ્નૂતેમ્
હ્યત્ ઉર્વતેમ્ ચજ઼્દોનંઘ્હ્વદેબ્યો તત્, ને મજ઼્દા વીદ્વનોઇ વઓચા
હિજ઼્વા થ્વહ્યા આઓંઘ્હો, યા જ્વન્તો વીસ્પેંગ વાઉરયા.
તત્ મોઇ વીચિદ્યાઇ વઓચા હ્યત્ મોઇ અષા દાતા વહ્યો,
વીદુયે વોહૂ મનંઘ્હા મેન્ચા, દઇદ્યાઇ યેહ્યા મા એરેષિશ્,
તાચીત્ મજ઼્દા અહુરા યા નોઇત્ વા અંઘ્હત્ અંઘ્હઇતી વા.

## ખોરદાદ અમશાસ્પંદ

તારા મીનોઈ આતશ તથા અષોઇની મદદથી તારી તરફથી લડત કરનારા દીનદારોને જે મોટી ખુશાલી તેં બતાવી છે, તે તારાં મોઢેની જબાનથી તું જાહેર કર કે તેથી સઘળાં જીવતાંઓને હું દીનમાં લઉં.

ઓ અહુરમજ઼દ ! રાસ્તીને લીધે જે મને વધારે તું આપે તે પસંદ કરવાને જે મારા ભલા મને કરીને હું જાણું અને જેથી મને ફાયદો હાંસલ થાય તે, તથા જે કાંઇ હવે પછી થશે યા નહિ થશે તે મને જાહેર કર.

## ખોરદાદ અમશાસ્પંદ

અત્ થ્વા મેનગ્હી પોઉર્વીમ્ મજ઼્દા યેજીમૂ સ્તોઇ મનંધ્હા
વંઘ્હેઉશ્ પતરેમ્ મનંધ્હો હ્યત્ થ્વા હેમ્ ચષ્મઇની હેનગ્રએમ્,
હઇથીમ્ અષહ્યા દાંમીમ્ અંધ્હેઉશ્ અહુરેમ ષ્યઓથનએષ્.
થ્વોઇ અસ્ આર્મઇતીશ્, થ્વે આ ગેઉશ્ તષા અસ્ ખ્રતુશ
મઇન્યુશ્ મજ઼્દા અહુરા, હ્યત અખ્યાઇ દદાઓ પથાંમ્,
વાસ્તરયાત્ વા આઇતે, યે વા નોઇત્ અંધ્હત્ વાસ્તર્યો.

અમરદાદ અમશાસ્પંદ

એ અહુરમજ્દ! જયારથી મેં તને મારા મનની આંખોએ ધાર્યો છે ત્યારથી દુનિયામાં મગજ શકિતથી પરસ્તેશ કરવાને લાયક, ભલા મનનો પિતા, અષોઇની ખરી પેદાયશ, અને તમામ દુનિયાના કામોમાં સાહેબી ભોગવનાર તરીકે મેં તનેજ ગણ્યો છે.

નમનતાઇ તારીજ હતી. દુન્યાને બનાવનાર તરીકેનું ડહાપણ તારૂંજ હતું. એટલે કે જે માણસ ઉદ્યોગથી જીંદગી ગુજારે તથા જે ઉદ્યોગી નહિ હોય—તેવાઓને માટે તેં માર્ગો મુકરર કીધા છે.

અમરદાદ અમશાસ્પંદ

કત્ વે ક્ષથ્રેમ, કા ઇશતિશ્? ક્યઓથનાઇશ્ મજ્દા યથા વાઓ હખ્મી,
અષા વોહૂ મનંઙ્હા થ્રાયોઇદ્યાઇ દ્રિગૂમ્ યૂષ્માકેમ,
પરે વાઓ વીસ્પાઇશ્ પરે વઓઆ ખ્ષેમા દએવાઇશ્ચા ખ્રફસ્ત્રાઇશ્ મશ્યાઇશ્ચા
કુથ્રા તોઇ અરેદ્રા મજ્દા? યોઇ વંઙ્હેઉશ વએદેના મનંઙ્હો
સેંગહૂશ્ રએખેનાઓ અસ્પેન્ચીત્ સાદ્રાચીત્ ચખ્રયો ઉષેઉરૂ;
નએ-ચીમ્ તેમ્ અન્યેમ્ યૂષ્મત્ વએદા અષા. અથા-નાઓ થ્રાજ્દૂમ્.

દએ-પ-આદર દાદાર

ઓ ખુદા! તારી પાદશાહી શામાં છે? તારી મતલબ કેવી છે? ઓ મજ્દ! કામોની મારફતે જાણે તમારી દોસ્તીમાં અષોઇ અને ભલાં મનથી તમારા ગરીબ લોકોને હું આશરો આપું.

દેવો અને ખરાબ માણસો વગેરે સઘળાંઓથી અમે તમને જુદાજ જાહેર કરીએ.

તારી આરાધના કરનારાઓ ક્યાં છે? તેઓ ભલા મનના જાણનાર થઇને સુખ અને દુઃખમાં ઘણીજ હુશીઆરીથી તમારા હુકમોને દોલત તરીકે ગણી બજા લાવે. રાસ્તીથી તમારા સિવાય બીજા કોઇને હું જાણતો નથી અને તેથીજ તમે અમને બચાવો.

હોએ-પ-આહદ હાહાર

કત્ તોઇ રાજ઼રે, કત્ વષી, કત્ વા સ્તુતો, કત્ વા યસ્નહ્યા?
સ્રુઇદ્યાઇ મજ઼્દા ફ્રાવ્ઓચા યા વીદાયાત્ અષીશ્ રાણ્નાંમ્.
સીષા–નાઓ અષા પથો વંઘ્હેઉશ્ ખ્એતેંગ્ મનંઘ્હો.
મજ઼દા અત્ મોઇ વહિસ્તા સ્રવાઓસ્ચા શ્યઓથનાચા વઓચા,
તા–તૂ વોહૂ મનંઘ્હા અષાચા ઇષુદેમ સ્તુતો,
ક્ષ્માકા ક્ષથ્રા અહુરા ફ્રેરષેમ વસ્ના હઇથ્યેમ દાઓ અહૂમ્.

ઓ અહુર ! તારા કાયદાઓ શું શું છે ? સ્તુતિ અને આરાધના વિષે તું શું શું ઇચ્છે છે ? તારા હુકમો પ્રમાણે ચાલવાથી જે ફાયદો હાંસેલ થાય તે તું મને જાહેર કર કે હું તે સાંભળું. ભલા મનનાં પોતાના માર્ગો તું અમને અષોઇની મારફતે શીખવ.

ઓ મઝ્દ ! જે જે વચનો અને કામો સર્વથી સરસ હોય તે તું મને કહે, કે તેથી ભલા મને કરીને અને અષોઇની રૂયે તારી કીર્તિ ગાવાનું કરજ હુ પીટાડું.

ઓ અહુર ! તારી સત્તા અને ખાહેશથી દુનિયાને તું ખચીતજ તાજગી બક્ષે !

આહર યજદ

સ્પેન્તેમ્ અત્ થ્વા મઝ્દા મેંગ્હી અહુરા,
હ્યત્ થ્વા અંઘ્હેઉશ્ જાંથોઇ દરેસેમ્ પઔઓઉર્વીમ્;
હ્યત્ દાઓ શ્યઓથના મીઝ્દવાંન્ યાચા ઉખ્ધા,
"અકેમ્ અકાઈ વંઘ્ઉહીમ અષીમ્ વંઘ્હઓવે,"
થ્વા હુનરા દામોઇશ્ ઉર્વએસે અપેમે.

## આવાં અરદવીસુર

ઓ અહુરમજ઼્દ ! જ્યારથી મેં તને દુનિયાની પૈદાયશમાં સર્વેથી પહેલે દરજ્જેનો જોયો ત્યારથી મેં તને વૃદ્ધિ કરનારજ ગણ્યો છે.

"બુરાઓને બુરી અને ભલાંઓને ભલી બક્ષિસો": આ તારા નેક કાયદાની મારફતે દુનિયાના છેવટના વખત સુધી કામો તેમજ વચનો પ્રમાણેજ તું બદલો આપશે.

## આવાં અરદ્દવીસુર

ક્ષ્મત્ ના ફ્રયાઇ વએદમ્નો ઇસ્વા દાઇદીત્
મઇબ્યો મજ઼દા તવા રફેનો ફ્રાક્ષ્નેનેમ્,
ક્ષ્મત્ થ્વા ક્ષથ્રા અપાત્ ઉચ્યા ફ્રાંક્ષ્તા;
ઉજ઼ેરેઇદ્યાઈ અજ઼ેમ્ સરેદનાઓ સેંગ્હહ્યા,
મત્ તાઇશ્ વીસ્પોઇશ યોઇતોઇ માંથ્રાઓ મરેન્તી.

**ખુરશેદ યજ઼દ**

જેમ એક ભણેલો તેમજ શક્તિવાન માણસ પોતાના દોસ્તને આપે છે તેમ, ઓ મજ્દ, તું મને પુરતી ખુશાલી આપ, અને તેથીજ તારી વધતી જતી સત્તા અને અષોઇની મારફતે હું તારા ફરમાવેલા સરદારોને તથા તારા તમામ લોકો જેઓ તારા માંથ્ર યાદ કરે છે તેઓને હું જાગૃત કરૂં !

**ખુરશેદ યજદ**

તત્ થ્વા પેરેસા એરેશ્-મોઇ વઓચા અહુરા:
નેમંઘ્હો આ યથા નેમે ક્ષ્માવતો,
મજ઼્દા ફ્રયાઇ થ્વાવાંસ્ સખ્યાત્ મવઇતે,
અત્ ને અષા ફ્રયા દજદ્યાઈ હાકુરેના,
યથા-ને આ વોહૂ જિમત્ મનંઘહા.

## માહ બોખ્તાર યજદ

ઓ અહુરમજદ! તને હું પુછુછું તે મને ખરેખરૂં કહે! જયારે તમારા જેવાની નમાજ કરવાની છે તો જેમ એક દોસ્ત મારા જેવા દોસ્તને સચ્ચાઇથી મદદ આપે તેમ તું મને શીખવ, તેથી ભલા મને કરીને પેલો (સરોષ) હમારી નજદીક પહોંચે!

**માહ બોખતાર યજદ**

તત્ થ્વા પેરેસા એરેશ્-મોઇ વઓચા અહુરા :
કસ્ના દેરેતા જ઼ાંમ્ચા અદે નબાઓસ્ચા
અવપસ્તોઇશ ? કે અપો ઉર્વરાઓસ્ચા ?
કે વાતાઇ દ્વાંન્મઇબ્યસ્ચા યઓગેત્ આસૂ ?
કસ્ના વંઘ્હેઉશ્ મજ઼દા દાંમિશ્ મનંઘ્હો ?

## તેશ્તર તીર યજ઼દ

ઓ અહુરમજ્દ! તને હું પુછુછું તે મને ખરેખરૂં કહે: જમીન તથા આસમાનને નીચે પડવાથી કોણ ધરી રાખનાર છે? કોણ પાણી તથા ઝાડપાન બનાવનાર છે? કોણે પવન તથા વાદળાંઓને ઝડપ બક્ષી? કોણ ભલાં મનનો પેદા કરનાર છે?

## તેશતર તીર યજદ

તત્ થ્વા પેરેસા એરેશ્-મોઈ વઓચા અહુરા:
ક્થા દ્રુજેમ્ નીશ્ અહ્મત્ આ નીશ્-નાષામા,
તેંગ્-આ અવા યોઇ અશ્તોઇશ્ પેરેનાઓંધ્રહો,
નોઇત્ અષહ્યા આદીવ્યેઇન્તી હચેમ્ના,
નોઇત્ ફ્રસયા વંઘ્હેઉશ્ ચાખ્નરે મનંઘ્હો?

**ગાવ ગોશ્ યજદ**

ઓ અહુરમજદ ! તને હું પુછું છું તે મને ખરેખરૂં કહે : જુઠાઇ અને નાતાબેદારીથી ભરેલાઓ જેઓ અષોઇના ચાલનારાઓને ઠગનાર છે તથા જેઓ ભલા મનના વધારામાં શોખીન નથી તેઓને અમે કેવી રીતે અમારી આગળથી દૂર કરીએ ?

ગાવ ગોશ્ યજદ

તત્ થ્વા પેરેસા એરેશૂ-મોઇ વઓચા અહુરા :
કે વેરેંએમ-જા થ્વા પોઇ સેંગ્હા યોઇ હેન્તી ?
ચિથ્રા મોઈ દાંમ્ અહૂમ્બીશ્ રતૂમ્ ચીજ઼્દી;
અત્ હોઇ વોહૂ સેરઓષો જન્તૂ મનંઘ્હા,
મજ઼્દા અહ્માઇ યહ્માઇ વષી કહ્માઇચીત્.

દએ-પ-મેહેર દાદાર

ઓ અહુરમજ્દ! તુને હું પૂછુછું તે મને ખરેખર કહે: તારા જે જે કલામો બચાવ કરનારા છે તેનાથી કોણ દુશ્મનને મારનાર છે? બેઉ દુનિયાને માટે એક ડાહ્યો સરદાર દેખાડ કે તેનાથી જે કોઇને તું ચાહે તેને માટે ભલા મનની મારફતે સરોષ પહોંચે!

## દએ-પ-મેહેર દાદાર

અત્ ફ્રવક્ષ્યા અંઘ્હેઉશ્ અહ્યા વહિશ્તેમ્
અષાત્ હચા મજ્દાઓ વએદા યે ઇમ્ દાત્
પતરેમ્ વંઘહેઉશ્ વેરેજયન્તો મનંઘ્હો
અત્ હોઇ દુગેદા હુષ્યઓથના આર્મઇતિશ્
નોઇત્ દિવ્જઇદ્યા વીસ્પા-હિસ્ અહુરો.

**મેહેર દાવર**

આ દુનિયાનો અષોઇને લીધે જે સર્વથી સરસ જાણનાર અહુરમજદ, તેણે ભલા અને ચાલાક મનના પિતા તરીકે આ પેદા કીધું તથા જેની બેટી તરીકે ભલાં કામ કરનારી આર્મઇતિ છે તથા જે સઘળું પારખનારો અને નહિ ઠગાય તેવો સાહેબ, તેની સાથે હું પુરસેશ કરૂં !

**મેહેર દાવર**

તેમ્ ને સ્તઓતાઇશ્ નેમંઘ્રહો આ વીવરેષો;
નૂ–જીત્ ચશ્મઇની વ્યાદરેસેમ્,
વંઘ્રહેઉશ્ મન્યેઉશ્ શ્યઓથનહ્યા ઉખ્ધખ્યાચા
વીદુશ્ અષા યેમ્ મઝ્દાંમ્ અહુરેમ્;
અત્ હોઇ વહ્મંગ દેમાને ગરો નિદામા.

## સરોષ અશો

જે સાહેબી ભોગવનાર અને પેદા કરનાર અહુરમજ્દ છે તેના તરફથી જીવતાં, ગુજરી ગયલાં અને હવે પછી જન્મ પામનારા ભેટ સાથ બંદગી કરનારાં માણસો સવાબ કરે છે. તે આ પ્રમાણે કે અશો માણસોના રવાનને અમર્ગી અને બુરાં માણસોને સખત આફત.

## સરોષ અશો

વઍદા તત્ યા અશી મજ્દા અનઍષા;
મા કમ્નપ્ષ્વા હાત્યા કમ્નાના અશી,
ગેરજોઇ તોઇ આ–ઈત્ અવઍના અહુરા,
રફેધ્રેમ્ ચગ્વાઓ હાત્ ફ્રયે ફ્રયાઈ દઇદીત્;
આખ્સો વંઘહેઉશ્ અષા ઇશ્તીમ્ મનંઘહો.

## રફને રાસ્તી રાસ્ત

ઓ અહુરમઝ્દ ! તું વાકેફ થા કે હું તદન નામુરાદ પામેલો છું. મારી જાહોજલાલી અને મારા મદદગારો કમતીજ છે. હુ પોકાર કરીને કહું છું કે તું આ તરફ નજર કર. જેમ એક દોસ્ત બીજા દોસ્તને માટે, તેમ તું મારે માટે ખુશાલી બક્ષ. અષોઇને લીધે તું ભલા મનની દોલત દેખાડ.

## શ્શને રાસ્તી રાસ્ત

જરથુશ્ત્રા કસ્તે અષવા ઉર્વથો
મઝોઇ મગાઇ, કે વા ફ્રસ્રૂઇદ્યાઇ વસ્તી.
અત હ્વો કવા વીશ્તાસ્પો યાહી.
યેંગ્રતૂ મઝ્દા હદેમોઇ મિનશ્ અહુરા,
તેંગ્ ઝ્બયા વંઘેઉશ ઉખ્ધાઇશ મનંઘહો.

**ફરોખ ફરવરદીન**

ઓ જરથુશ્ત્ર! તારા મહુઆભારત દીનના કામને માટે કોણુ તે ભલો દોસ્ત છે? કોણુ તેનો બંદોબસ્ત ફેલાવો કરવાને ઇચ્છે છે?

(જવાબ): તે નર કએ ગુસ્તાસ્પ છે. જે નરોને, ઓ અહુરમજદ! તેં એકજ પંકતીના ગણ્યા છે તેઓને હુ ભલી મનશ્નીના કલામોથી આરાધું.

## ફરોખ ફરવરદીન

યથા વે અષ્ણમાની સેંગ્હાની,
નોઇત્ અનષ્ણમાંમ્ દે—જામાસ્પા હ્વો—ગ્વા;
હદા વેસ્તા વહ્મેંગ્ સેરઓષા રાદંઙ્હો,
યે વીચિનઓત્ દાથેમ્ચા અદાથેમ્ચા,
દંગ્રા મન્તૂ અષા મઝ્દાઓ અહુરો.

**બેહેરામ યજદ**

વળી ઓ હવોવ ખાનદાનના જામાસ્પ! કવિતા રૂપી અને નહિ કે સાધારણ જબાનમાં તમારા હું વખાણ કરીશ. હમેશાં ક્રિયાઓની બંદગીથી .અને નમનતાઇથી, લાયક તેમજ નાલાયકને જે પારખી શકે તેને અષોઇની મારફતે અહુરમજ્દ ડહાપણવાળો ગણે.

## બેહેરામ યજદ

સ્પેન્તા મઇન્યૂ વહિશ્તાચા મનંઘ્હા
હચા અષાત્ શ્યઓથનાચા વચંઘ્હાચા,
અહ્માઇ દાંન્ હઉર્વાતા અમેરેતાતા
મજ્દાઓ ક્ષથ્રા આરમંઇતી અહુરો.
અષા મન્યેઉશ્ ત્વેમ્ અહી તા સ્પેન્તો,
યે અહ્માઇ ગાંમ્ રાન્યોસ્કેરેતીમ્ હેમ્-તષત્.

**મીનો રામ**

સ્પેન્તમઇન્યુની મારફતે દાદાર અહુરમજ્દે બેહમન (ભલુ મન), અશોઈ (અરદીબેહશ્ત) ના વચન અને કામો, શેહેરેવર (સત્તા), નમનતાઇ (સ્પેન્તઆરમઇતિ), ખોરદાદ (ભરૂં સુખ) અને અમરદાદ (અમર્ગી) ની બક્ષિસ કરી છે.

આ આબાદી કરનાર સ્પેન્તમઇન્યુનો પેદા કરનાર તુંજ છે, અને તેની મારફતે અમારે માટે ખુશાલીથી ફરતી દુનિયા બની છે.

## મીનો રામ

કા—તોઈ વંઘ્હેઉશ્ મજ઼દા ક્ષથ્રહ્યા ઇશ્તિશ્ ?
કા-તોઇ અષોઈ, શ્વખ્યાઓ મરઘ્યો અહુરા ?
કા-થ્વોઈ અપા આકાઓ અરેદ્રંગ હ્યા,
વંઘ્હેઉશ્ મન્ઘેઉશ્ બ્યઓથનનાંમ્ જવરો ?
કદા વએદા મેજ઼્ ચહ્યા ક્ષયથા
મજ઼્દા અષા યેહ્યા-મા આઇથિશ્ દ્વએથા ?

**ગોવાહ પજ્હ**

ઓ અહુરમજદ ! તારી નેક પાદશાહીની નેમ શું છે ? મારે માટે તારા આશીર્વાદ શું શું છે ? ભલા મનના કામોનો ફેલાવો કરવાને માટે તારા અષના કાયદાની મારફતે ક્યા કયા જાહેર મદદગારો હું ઇચ્છું ?

જો તું હરકોઇ ચીજની ઉપર સત્તા ભોગવે છે તો અષોઇના કાયદાથી મારી દિલગીરી અને દુઃખના કારણ વિષે હું કયારે વાકેફ થઇશ ?

**ગોવાદ યજદ**

કદા મજદા માંનરોઇશ્ નરો વીસેન્તે ?
કદા અજેન્ મૂથ્રેમ્ અહ્યા મદહ્યા,
યા અંગ્રયા કરપનો ઉરૂપયેઇન્તી,
યાચા ખ્રતૂ દુશ્-ક્ષથ્રા દખ્યુનાંમ ?
કદા મજદા અશા મત્ આરમઇતિશ્
જિમત્ ક્ષથ્રા હુશેઇતિશ્ વાસ્ત્રવઇતી.

## દએ-પ-દીન દાદાર

ઓ અહુરમઝ્દ! પક્કા મનવાળા માણસો ક્યારે આવશે? આ 'મધ' નો અંત ક્યારે આવશે? એને લીધેજ 'કરપનો' તથા દેશોના બુરા રાજ્ય કર્તાઓ કુબુધ્ધિથી ખરાબી કરે છે.

ઓ અહુરમઝ્દ! અશોઈની સાથે આરમઈતિ અને સત્તા સાથે આબાદ સુખવાસી ઘર અમને ક્યારે મળશે?

## દએ-પ-દીન દાદાર

ક્રૂ વાઍા ફ્રએધ્ય મજ્દા અશેમ્ચા સ્રૂઇતે
યા વે પ્રતેઉશ્ ક્ષમાકહ્યા આ-મનંઘ્હા,
એરેશ્ વીચિદ્યાઇ, યથા-ઇ સાવયએમા
તાંમ દ્એનાંમ યા ક્ષમાવતો અહુરા.
તત્યા વોહૂ મજ્દા સ્ઍાતૂ મનંઘ્હા,
સ્ઍાતૂ અષા, ગૂષહ્વા-તૂ અહુરા.

તે (દીનદાર) પુરૂષ ડહાપણુ અને અષોઇને સરસ ગણે છે. તો તમારા ડહાપણુના વિચારની મારફતે અમો સચ્ચાઈ અખત્યાર કરીએ; તેથી તમારી આ દીનને અમે જાહેર કરીએ.

ઓ અહુરમજદ ! ભલા મને કરીને તે પુરુષ સાંભળશે, રાસ્તીએ કરીને સાંભળશે અને તે ઉપર ચિત્ત લગાડશે.

દીન દાવર

કત્ મોઇ ઉર્વાં ઇસે ચહ્યા અવંઘ્હો !
કે-મોઇ પસેઉશ્ કે મે ના થ્રાતા વિસ્તો,
અન્યો અષાત્ થ્વત્ચા મઝ્દા અહુરા,
અઝ્દા ઝૂતા વહિશ્તાઅત્ચા મનંઘ્હો ?
કથા મઝ્દા રાન્યો-સ્કેરેતીમ્ ગાંમ્ ઇષસોઇત્
યે-હીમ્ અહ્માઇ વાસ્ત્રવઇતીમ્ સ્તોઇ ઉસ્યાત્ ?

**મીનો અરશીશવંઘ**

મારો આત્મા કોણની મદદની આશા રાખે ? ઓ અહુરમજદ ! મારાં પશુ કે મારાં માણસોનો બચાવનાર અષોઇ તથા તારા સઉથી સરસ મન સિવાય પ્રખ્યાત અને આરાધના પામેલો કોણ કબુલાયલો છે ?

ઓ મજ્દ ! ખુશાલીથી ફરતી દુનિયાની આશા તે કેવી રીતે રાખે કે તેને માટે હયાતી દરમ્યાન ઘાસચારાથી તે ભરેલી વધે ?

## બીનો અરશીશવંધ

તાઇશ્ વાઓ યસ્નાઇશ્ પઇતી સ્તવસ્ અયેની,
મજ઼્દા અષા વંઘ્હેઉશ્ શ્યઓથનાઇશ્ મનંઘ્હો;
અત્ યા વરેષા યાચા પઇરી આઇશ્ શ્યઓથ્ના,
વાચા વોહૂ ચષ્માંમ્ અરેજત્ મનંઘ્હા;
રઓચાઓ ખ઼ેંગ્ અસ્તનાંમ્ ઉક્ષા અએઉરૂશ,
ક્ષ્માકાઇ અષા વહ્માઇ મજ઼્દા અહુરા.

## આસ્તાદ યજ઼દ

ઓ અહુરમઝ્દ ! તારી યજશ્નીઓ અને અષોઇ તથા ભલાં મને કરેલાં કામોની મારફતે હુ સ્તુતી કરનાર તમને પહોંચુ ! જયારે હું અષોઇની સત્તા પ્રમાણે ચાલવા માગું છું ત્યારે એટલુંજ ઇચ્છુ છું કે હું સારી બુદ્ધિવાળા માણસની માફક અરજ ગુજારનાર થાઉં !

અષોઇની મારફતે, ઓ અહુરમઝ્દ ! સેતારાઓ તેમજ સૂર્ય, દિવસ તેમજ ઝઝકણું, વગેરે તારી કીર્તી ગાવાને માટે ફરતાં ફરે છે.

## આસ્તાદ યજદ

દાઇદી-મોઈ યે ગાંમ્ તષો અપસ્ચા ઉર્વરાઓસ્યા
અમેરેતાતા હુઉર્વાતા સ્પેનિશ્તા મદ્દાન્યૂ મજ઼દા
તેવીપા ઉતયૂતી મનંધ્રુહા વોહૂ સેંધ્રુહે.
અત્ જ઼્ તોઇ વક્ષ્યા મજ઼દા, વીદુષે જ઼્-ના મ્રુયાત્,
હ્યત્ અકોયા દ્રેગ્વાઇતે, ઉશ્તા યે અષેમ્ દાદ્રે;
હ્વો જ઼્ માંથ્રા બ્યાતો યે વીદુષે મ્રવઇતી.

ઓ આબાદી કરનાર મીનો અહુરમજ્દ ! તેં જે જમીન, પાણી તેમજ ઝાડપાન પેદા કીધાં, તો મને તું અમર્ગી, ખરૂં સુખ. જોર, ભલું મન; વગેરેનો બોધ આપ, કે તેથી તારો કાયદો હુ લોકોમાં જાહેર કરૂં. તે કાયદો આજ છે—અને ડાહ્યા માણસને એજ કહેવું જોઇએ—કે "બુરાઓને ખરાબી અને અષોઈ મુસ્તકીમ રાખનારને ખુશાલી છે." ડાહ્યા માણસને ખચીત જે કોઈ એમ કહે તે ખુશાલ છે.

## મીનો આસ્માન

કે ઉવ઼થો સ્પિતમાઈ જરથુસ્તાઇ ના મજ઼્દા ?
કે વા અષા આફ્રસ્તા, કા સ્પેન્તા આર્મઇતિશ ?
કે વા વંઘ્હેઉશ્ મનંઘ્હો અચિસ્તા મગાઇ એરેઁવો ?
તાંમ્ કવા વીસ્તાસ્પો મગઌ્ઌા ક્ષથ્રા નાંસત
વંઘ્હેઉશ્ પદેભીશ્ મનંઘ્હો યાંમ્ ચિસ્તીમ્ અષા મન્તા
સ્પેન્તો મજ઼્દાઓ અહુરો અથા—ને સજ઼્દયાઇ ઉશ્તા.

જમ્યાદ યજ઼દ

ઓ અહુરમજ્દ! સ્પીતમાન જરથુસ્ત્રને માટે કયો માણુસ દોસ્તદાર છે? કોણ અષોઇથી માહીતગાર થયો છે? કઈ સ્પેન્ત આર્મઇતિ અને કયો ભલાં મનનો રાસ્ત માણુસ તે મહાભારત કામને માટે જાણીતો છે?

(જવાબ) કએ ગુસ્તાસ્પે પેલા 'મઘ' ની પાદશાહીનો અંત આંણ્યો અને ભલાં મનના રાહ તથા અષોઇનું ડહાપણ ધાર્યું.

વૃદ્ધિ કરનાર અહુરમજ્દ અમારૂં આમ ભલું કરે!

**જશ્થાહ યજાહ**

વહિસ્તા મશ્તિશ્રા સાવી જરથુશ્ત્રહે,
સ્પિતામહ્યા યેજી હોઇ દાત્ આયપ્તા,
અષાત્ હચા અહુરો મજ્દાઓ
યવોઇ વીસ્પાઈ આ હવંઘ્હેવીમ્,
યએચા હોઇ દબેન સશ્કેન્ચા દએનયાઓ
વંઘ્હુયાઓ ઉખ્ધા શ્યઓથનાચા.

## મીનો મારેસ્પંદ

સર્વથી ઉત્તમ મુરાદ તે અષો જરથુસ્ત્રની છે. કારણ અહુરમજ્દે અષોઇને લીધે તેને બદલો આપ્યો, તે એ કે હમેશની સુખી જીંદગી તથા જેઓ તે પેગામ્બરને છેતરતા હતા તેઓ તે ભલી દીનના વચન અને કામો શીખવા લાગ્યા.

સાફ઼ેની વજયમ્નાબ્યો કઇનિબ્યો ગ્રઐામી,
ક્ષ્મઇબ્યાચા વદેમ્નો મેનૂચા-ઈ માંજ઼દજ઼દૂમ;
વઐેદોદૂમ્ દઐેનાબીશ્ અબ્યસ્તા
અદૂમ યે વંત્રૂહેઉશ્ મનંઘૂહો,
અષા વે અન્યો અષ્નીમ્ વીવેનૂગ્હતૂ
તત્ જ઼્ હોઈ હુષેનેમ્ અંઘ્હત્.

**અનેરાંન**

પરણુતી કન્યાઓને તથા તમો બધાંને હું નસીહત કરૂં છું કે તમો મારા આ સખુનો ઉપર દરયાફ્ત કરજો.

દીનના કાયદાઓનો અભ્યાસ કરીને ભલાં મનની જીંદગી તમો મેળવજો !

અષોઇથી એક બીજાને તમો ચાહુતા રહેજો અને તેથી ખરેખર તમારી જીંદગી સુખીજ રહેશે !

**અનેરાંન**

હુમતનાંમ્ હૂખ્તનાંમ્ હવર્શ્તનામ,
યદ્દચા અન્યદ્દચા, વેરૈજયમ્નનાંમચા,
વાવેરૈજનનાંમ્ચા મહી અઇબી–
જરૈતારો નએ નએ સ્તારો
યથના વોહુનાંમ્ મહી.

**બરજો યજ્દ**

અમે ભલાંઓની વધારે ને વધારે કીર્તી ગાનાર તેમજ વખાણનાર છઈએ, તો ભલા વિચારો, ભલાં વચનો અને ભલાં કામોના આ દુનિયામાં તેમજ આવતી દુનિયામાં નેક કામો કરનારા તેમજ કરી ગયલાં સઘળાંઓની કીર્તી ગાનાર તેમજ વખાંણ કરનાર છઈએ.

**બરજો યજદ**

અષા વ્વા આથ્રો વેરેજેના
પઓઇરૂયે પઇરિ જસામઇદે,
મજદા અહુરા થ્વા થ્વા મઇન્યુ સ્પેનિશ્તા,
યે આ અખ્તિશ્ અહમાઇ
યેમ્ અખ્તોયો દાઓંધૂહે.

**હોમ યજદ**

આ આતશ જેને કોઇબી ગલીચી લાગે છે તો તેનો તે નાશ કરે છે, તે આતશની મારફતે, એ સર્વથી વૃધ્ધિ પામેલા અહુર-મજ્દ, તને અને તનેજ પહેલવહેલાં અમે પહોંચીએ !

**હોમ યજ્દ**

યથા તૂ ઇ અહુરા મજ્દા
મેંગ્હાચા, વઓચસ્ચા, હાઓસ્ચા,
વરેશ્ચા યા વોહૂ, અથા તોઇ દદેમહી,
અથા ચીશ્મહી, અથા નેમખ્યામહી,
અથા ઈષ્યામહી, થ્વા મજ્દા અહુરા!

---

અથ જમ્યાત્ યથા આફ્રિનામિ!

**કહુમ યજદ**

ઓ અહુરમજ્દ ! જે કાંઇ તેં વિચાર્યું, જે કાંઇ તું બોલ્યો, તથા જે કાંઇ તેં કર્યું તે બધું ભલુંજ છે.

તેને લીધે અમે અમારો ભોગ આપીએ છીએ, તેની મારફતે અમે તારી પીછાંણ કરીએ છીએ અને તનેજ અમે આરાધીએ છીએ.

એજ પ્રમાણે અમે તારી નમાજ કરીએ અને તારા કરજદાર ઠરીએ !

આમીન ! !

## દહુમ યજદ

## વધારો

(૧). હોરમજ્દ યશ્ત પ્રમાણે તે દાદારનાં ૨૦ નામો.

(૨). ૩૩ ફરેસ્તાઓની સીફ્ત.

# વધારો

## (૧). હોરમજદ યશ્ત પ્રમાણે તે દાદારનાં ૨૦ નામો:

૧. અહ્મિ–હું ત્યાન છું

૨. વાંથ્વા=ટોળાવાળો

૩. અવિ-તન્વો=સર્વવ્યાપક

૪. અષવહિશ્ત=સર્વથી સરસ અષોઈ

૫. વીસ્પવોહુ=તમામ નેઆમત

૬ ખ્રતુશ્=અક્કલ

૭. ખ્રતુમાઓ=અક્કલવાળો

૮. ચિસ્તિશ્=ડહાપણ

૯. ચિસ્તિવાઓ=ડહાપણવાળો

૧૦. સ્પાનો=વૃદ્ધિ

૧૧. સ્પનંધ્રુઉિહાઓ=વૃદ્ધિ કરનાર

૧૨. અહુરો=જીંદગી બક્ષનાર
૧૩. સેવિશ્તો=ઘણોજ ફાયદો કરનાર
૧૪. વીદ્ઐશ્તો=દુશ્મનવગરનો
૧૫. અવનેમ્ન=અછત
૧૬. હાતમરે નિશ્ન=માણસોનાં કામનો હિસાબ ગણનાર
૧૭. વિસ્પાહ્વિપસ=તમામજોનાર
૧૮. અએપજ્ઝ્ય=તંદુરસ્તી આપનાર
૧૯. દાતો=પેદા કરનાર
૨૦. મજ્દાઓનાંમ=મહાજ્ઞાની નામવાળો

## (૨). ૩૩ ફરેસ્તાઓની સીફત :

૧. દાદાર અહુરમજ્દ
૨. બેહમન અમશાસ્પંદ
૩. અરદીબેહસ્ત અમશાસ્પંદ
૪. શાહેરેવર અમશાસ્પંદ
૫. અસપંદારમદ અમશાસ્પંદ
૬. ખોરદાદ અમશાસ્પંદ
૭. અમરદાદ અમશાસ્પંદ
૮. દએ-પ-આદર દાદાર
૯. આદર યજ્દ
૧૦. આવાં અરદવીસુર
૧૧. ખુરશેદ યજ્દ
૧૨. માહ બોખ્તાર
૧૩. તેશ્તર તીર
૧૪. ગાવ ગોશ યજ્દ
૧૫. દએ-પ-મેહેર દાદાર
૧૬. મેહેર દાવર
૧૭. સરોષ અષો

૧૮. રશ્ને રાસ્તી રાસ્ત
૧૯. ફરોખ ફરવરદીન
૨૦. બેહેરાંમ યજદ
૨૧. મીનો રાંમ
૨૨. ગોવાદ યજદ
૨૩. દએ-પ-દીન દાદાર
૨૪. દીન દાવર
૨૫. મીનો અરશીશ્નંઘ
૨૬. આસ્તાદ યજદ
૨૭. મીનો આસ્માન
૨૮. જમયાદ યજદ
૨૯. મીનો મારેસ્પંદ
૩૦. અનેરાંન
૩૧. બરજો યજદ
૩૨. હોમ યજદ
૩૩. દહમ યજદ

૧. દાદાર અહુરમજદ: ફરેસ્તાઓમાં સર્વથી આગેવાન, કુલજેહાન (Universe) ઉપર મુવક્કલ અને પાછલાં જરથોસ્તી સાહિત્ય પ્રમાણે સાત અમશાસ્પંદોમાંનો પહેલો.

૨. બેહમન અમશાસ્પંદ: ગાવ ગોસ્પંદ પંખીઓ ઉપર પાસબાની કરનાર [illegible] અને [illegible] શરાબ પીવાનો નો તોડનાર

૩. અરદીબેહેશ્ત અમશાસ્પંદ: દેખાતા તેમજ અણદીઠ આતશો ઉપર મુવક્કલ. જગતની દરેક જાતની રોશની પુરી પાડનાર, રાસ્તીનો સરદાર અને દુઃખ દરદોનો નાશ કરનાર.

૪. શેહેરેવર અમશાસ્પંદ: દરેક જાતની ધાતુ, લોખંડ, સોના, રૂપાં વગેરે ઉપર મુવક્કલ. પરવરદેગારની રાજ્યધાનીમાં એનુ સર્વથી વધુ ચલણ. ફરજંદ જન્મે તે નેક બખ્ત હોય. જવેરાત, હીરા, માણેક, મોતી વગેરે અપાવનાર.

૫. **અસ્પંદારમદ અમશાસ્પંદ:** જમીન ઉપરનો નારી ફરેસ્તો, નમનતાઈ વગેરે ગુણો ધરાવનાર.

૬. **ખોરદાદ અમશાસ્પંદ:** પાણી ઉપરનો મુવક્કલ, સુખાકારી, પુરતી ચીજોનો બક્ષનાર આ અને પેલી દુનિયાના ખરા સુખનો રસ્તો બતાવનાર.

૭. **અમરદાદ અમશાસ્પંદ:** સઘળાં જાતનાં ઝાડપાનનો ધણી. ભુખ, તરસ હટાડી, તાજગી આપનાર ફરેસ્તો.

૮. **દએ-પ-આદર દાદાર:** આદર યજદની આગળ ચાલનાર દાદાર અહુરમજદનો અંશ.

૯. **આદર યજદ:** દરેક જાતના આતશ અને તેમાંથી નીકળતી રોશની ઉપર મુવક્કલ.

૧૦. **આવાં અરદવીસુર:** નારી ફરેસ્તો. સઘળાં પાણીઓ ઉપર મુવક્કલ, સઘળાં નદીનાળાંઓનું સુખ અને ખેતીવાડીનો પાસબાની કરનાર, સ્ત્રી જાતીને સુખ આપનાર.

૧૧. **ખુરશેદ યજદ:** સૂરજ ઉપર સ્વારી કરનાર, હવા પાણીને સાફ કરનાર ફરેશ્તો.

૧૨. **માહ બોખ્તાર:** ચંદ્રમા ઉપર મુવક્કલ અને વનસ્પતિને તાજગી આપનાર, મોહરના નામથી પણ ઓળખાતો ફરેશ્તો.

૧૩. **તેશ્તર તીર:** વરસાદ ઉપર મુવક્કલ, Sirius (સીરીઅસ) નામના તારામાં રહેનાર અને અપઓષ (દુકાળ) ના દેવને હરાવનાર.

૧૪. **ગાવગોશ યજદ:** તમામ જીવતી આલમની પાસબાની કરનાર, કૌવત અને તંદુરસ્તી બક્ષનાર (The Soul of the Universe).

૧૫. **દએ-પ-મેહેર દાદાર:** મેહેર યજદની આગલ ચાલનાર દાદાર અહુરમજદનુ કીરણ.

૧૬. **મેહેર યજદ:** ખોરશેદ યજદનો સાથી, રોશની પેદા કરવામાં મદદ કરનાર, સચ્ચાઇ, સ્વચ્છતા, સાચી દોસ્તી વગેરે લાવનાર.

**૧૭. સરોષ અશો :** ભક્તિ, તાબેદારી વગેરે નીતિમાન ગુણો ધરાવનાર અને આ અને પેલી દુનિયામાં સંદેશાઓ લાવનાર લઇ જનાર, ગુજરેલાંઓનાં આત્માની નેગેહબાની કરનાર ફરેશ્તો.

**૧૮. રશ્ને રાસ્ત યજદ :** સચ્ચાઇ અને ઇન્સાફ ઉપર મુવક્કલ. મેહેરદાવરની દરબારમાં ચીનવદ પુલ આગલ ચોકીદાર.

**૧૯. ફરોખ ફરવરદીન :** સઘળા અશો નર અને નારીઓના ફરોહરો ઉપર મુવક્કલ. રૂડાં કામોનો કરાવનાર, દુનિયાના સુધારા, વધારા (Evolution) નું મુળ.

**૨૦. બેહેરામ યજદ :** ફતેહ ફીરોઝીનો બક્ષનાર, દુશ્મનને જેર કરનાર, બીમારીનો ટાળનાર.

**૨૧. મીનો રામ :** રામશ્ની બક્ષનાર, વાતાવરણનો મુવક્કલ ફરેશ્તો.

**૨૨. ગોવાદ યજદ :** પવન ઉપર મુવક્કલ, સારી આબો હવા લાવનાર.

૨૩ **દએ-પ-દીન દાદાર**: દીન યજદની આગલ ચાલનાર દાદાર અહુરમજદનું કીરણ.

૨૪. **દીન દાવર**: નારી ફરેસ્તો, દીન–ધર્મ ઉપર મુવક્કલ, અને પએગામબરીની બશારત કરાવનાર.

૨૫. **મીનો અરદીસ્વંઘ**: ગેતી તેમજ મીનોઇ દુનિયાઓનો રખેવાળ. અશોઇનાં કામનાં બદલા તરીકે મળતી બક્ષિશોનો આપનાર. અવસ્તા સાહિત્યમાં એ નારી ફરેસ્તાને દાદાર અહુરમજદ તથા સ્પેનદારમદ ફરેસ્તાની બેટી તરીકે અને સરોષ, રશ્નુ અને યજદની બહેન તરીકે અલંકારથી વર્ણવી છે.

૨૬. **આસ્તાદ યજદ**: રાસ્તી, પ્રમાણિકપણું, રવાનોને ઇન્સાફ આપવામાં મદદ કરનાર.

૨૭. **મીનો આસમાન**: આકાશનો પાસબાન, અને નવ ગ્રહ તેમજ બાર રાશીઓના સરદાર.

૨૮. **જમયાદ યજદ** : જમીન ઉપર મુવક્કલ. પાદશાહો અને દસ્તુરોને અક્કલ આપનાર.

૨૯. **મીનો મારેસ્પંદ** : પવિત્ર કલામો (ગ્રાંથ) ઉપર મુવક્કલ રહી આશા આપનાર ફરેસ્તો.

૩૦. **અનેરાંન** : અપાર રોશની ઓ ઉપર મુવક્કલ, અહુરમજદના તખ્તને પકડી રાખનાર.

૩૧. **[illegible] યજદ** : [illegible] પાતને નામે ઓળખાતા તમામ પ્રાણીઓની ઉત્પત્તિ કરનાર

૩૨. **હોમ યજદ** : [illegible] આર્ય લોકોના સોમ અને અમૃત હોમના પીણાંની ઉપર મુવક્કલ.

૩૩. **દહુમ યજદ** : ભલી નેક દુઆ ઉપર મુવક્કલ. નેક મુરાદો હાંસેલ કરનાર ફરેસ્તો

